# ગુલછડી

રચનાર

રમણીકલાલ જયચંદભાઇ દલાલ



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ

# ચિ. દત્તાત્રય



જન્મ સંવત ૧૯૭૮ કાર્તિક

મૃત્યુ સંવત ૧૯૮૩ આશ્વિન

Vasant P. Press : Ahm

# નિવેદન

ચિ. દત્તાત્રયના વિદ્યારંભના મંગલ પ્રસંગે પતાસાંને બદલે બાલકોને ગમી જાય તેવી ગ્રંથિકા વહેંચવા વિચાર સ્ફુર્યો. ત્યારે કોને ખ્યાલ હતો કે એ ઇચ્છા પાર પડે તે દિવસની પણ ચિ. દત્તાત્રય વાટ નહિ જુએ? આજે ચિ. દત્તાત્રય નથી. એની આ સ્મરણાંજલિ મારા બાલમિત્રોને ઉપહાર ધરું છું.

મ્હારા હેતુને વધાવી લઇ રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ બી.એ. એ વિવિધ વાનગી ભરી આ રસસામગ્રી વિનામુલ્ય રજુ કરી છે એ માટે એમનો હું ઋણી છું.

વસંત પંચમી : ૧૯૮૪
ત્રણદરવાજા, અમદાવાદ

શિવરામ સદાશિવ જાગુષ્ટે

# અનુક્રમણિ


બાલકને . . . . ૧
બાલિકાને . . . . ૨
આજ્ઞાંકિત રામ . . ૩
પરમભક્ત પ્રહલાદ . ૫
એકલવ્ય . . . . ૭
કૃષ્ણ – સુદામા . . ૯
ટેકીલો પ્રતાપ . . ૧૧
એકવચની નેપોલિયન ૧૩
જક્કી છોકરો . . . ૧૫
ગુમાની પીપળો . . ૧૭
મીરાંનો વર . . . ૧૯
રાણકદેવી . . . ૨૧
નર્મદા . . . . ૨૩
સુકન્યા . . . . ૨૫
સતી . . . . ૨૭
સાવિત્રી . . . . ૨૯
સરજનહાર . . . ૩૧
કુંપહાર . . . . ૩૨




# બાલકને

૧

ઝીણાં ઝીણાં વાદળ વારિબિંદુ,
તેનો તુફાની સરજાય સિંધુ;
ઝીણાં ઝીણાં રેતી તણાં કણોથી,
ભૂમિ વિષે ભાત પડે અનોખી.

૨

માયા ભર્યાં કામ ભલે ઝીણાં હો!
સ્નેહે ભીનાં વેણ ભલે તીણાં હો!
એમાં છુપાઈ ભલી દેવદૃષ્ટિ:
એમાં સુધાની ભરી મેઘવૃષ્ટિ.

# બાલિકાને

૧

મન મોટું રાખીને રહેજે,
સુખ દુઃખ સઘળાં સ્નેહે સહેજે;
રસભીનાં ઘરનાં ભાન્ડુનું દિલ સદા હરજે-હરજે.

૨

મન ધાર્યું કદી થાય ન થાયે,
વેણ કટુ કદી કો સંભળાવે;
તોય કદા નવ રોષ જરા ધરજે – ધરજે.

૩

ભૂલ માત્ર પોતાની જોજે,
ગુણ ગુણ વીણીને સહુના લેજે;
કાર્યધુરંધર બેન ! સદા બનજે – બનજે.

# આજ્ઞાંકિત રામ

અયોધ્યા નામનું નગર હતું. ત્યાં દશરથ નામનો રાજા હતો. તેને ત્રણ રાણીઓ હતી. તેમને ચાર પુત્રો હતા. એકવાર દરબાર ભરાયો હતો. ત્યાં એક ઋષિ આવ્યા. તેમણે યજ્ઞ માંડચો હતો. દાનવો તેમને પજવતા. તેથી તેમણે રામ લક્ષ્મણની માગણી કરી. પિતાની આજ્ઞા થતાં પુત્રો તૈયાર થયા. રાક્ષસોની પણ બીક લાગી નહિ. પિતાજી મોકલે ત્યાં દુઃખ હોય જ નહિ.

કુમારો ઋષિના આશ્રમમાં ગયા. અનેક વિદ્યાઓ ભણ્યા. મોટા મોટા રાક્ષસોને પણ નસાડી મૂકયા. ઋષિનો યજ્ઞ પુરો થયો. કુમારો

ઘેર જવા નીકળ્યા. મિથિલા નામનું શહેર આવ્યું. ત્યાં જનક નામનો રાજા હતો. તેને સીતા નામની સુંદર કન્યા હતી. શિવનું ધનુષ્ય ચઢાવે તેને સીતા વરે. રામે ધનુષ્ય ચઢાવ્યું. જનકે જાન તેડાવી. રામ ને સીતાનાં લગ્ન થયાં.

અયોધ્યામાં આનંદ આનંદ થઈ રહ્યો. દશરથે રામને ગાદી સોંપવાનું જાહેર કર્યું. મંથરા નામની એક દાસી હતી. તેને એ ગમ્યું નહિ. તેણે કૈકેયીને ચઢાવી. રાણી રીસાઇ. રાજા મનાવવા આવ્યા. કૈકેયીએ પોતાના પુત્ર ભરતને ગાદી આપવા કહ્યું. રામને વનમાં કાઢવાની વાત કરી. રાજા વચનથી બંધાયલા હતા. તેમનાથી ના પડાઇ નહિ. રામે પિતાની ઇચ્છા જાણી. વનમાં જવાનું કબુલ કર્યું. બધાંનો આનંદ ઉડી ગયો. રડારોળ થઇ રહી. રામ વનમાં ગયા.

ભરત મામાને ઘેર હતા. કૈકેયીએ તેમને બોલાવી મંગાવ્યા. તે પહેલાં જ દશરથ રાજા દેવલોક પામ્યા. ભરતે કૈકેયીને ઠપકો આપ્યો. પછી તે રામની પાછળ દોડયા. ઘેર આવવા ઘણું યે સમજાવ્યું. રામે પિતાનું વચન ન જ ઉથાપ્યું.

. . . કેવા આજ્ઞાંકિત !

## પરમભક્ત પ્રહલાદ

દૈત્યોનો એક રાજા હતો. તેણે દેવોને હરાવ્યા. ત્રણે લોક જીતી લીધા. તેથી તેને અભિમાન થયું. પોતાને જ તે ઇશ્વર માનવા લાગ્યો. રાજાને પ્રભુ ગણવાનો પ્રજાને હુકમ થયો. હરિનું ભજન કરવાની મનાઈ થઈ.

રાજાને પ્રહલાદ નામનો પુત્ર હતો. છેક નાનપણથી તે હરિનો ભક્ત હતો. નિશાળમાં પણ હરિ નામની ધુન લગાવતો. ગુરુજીએ તેને હરિનું ભજન કરવા ના પાડી. બહુબહુ સમજાવ્યો. પણ તે એકનો બે થયો જ નહિ. શાળાના ગોઠીઆઓને પણ હરિભજન કરાવવા લાગ્યો.

છેવટે ગુરુજીએ બધી વાત રાજાજીને જાહેર કરી.

રાજા એ સાંભળી ઘણા જ ગુસ્સે થયા. હરિને તે કટ્ટા દુશ્મન માનતા. તેમણે પ્રહલાદને પકડી મંગાવ્યો. હઠ છોડી દેવા સમજાવ્યો. તેને તો હરિનામની રઢ લાગી હતી. થાકીને રાજાએ પોતાના નોકરોને બોલાવ્યા. પ્રહલાદને મારી નાખવા હુકમ કર્યો. રાક્ષસો આવ્યા. પ્રહલાદને પકડી ગયા. અંધારી ઓરડીમાં પૂર્યો. ખાવાનું આપ્યું નહિ. ખૂબ બીક બતાવી. પ્રહલાદે તો હરિનું નામ લીધાજ કર્યું. એને પર્વત પરથી ગબડાવ્યો. પણ એને વાગ્યું નહિ. ઝેર પાયું, પણ કશી અસર થઈ નહિ. દેવતામાં નાખ્યો તોય તે હસતો હસતો બહાર નીકળ્યો.

અન્તે રાજાએ એક લોઢાના થાંભલાને ખૂબ તપાવ્યો. એને વળગવા પ્રહલાદને હુકમ કર્યો. પ્રભુનું નામ લઈ પ્રહલાદ બાથ ભરવા ગયો. થાંભલો ફાટ્યો. નારાયણ પ્રગટ થયા. રાક્ષસોના રાજાને મારી નાંખ્યો. પ્રહલાદને રાજપાટ સોંપ્યાં. છતાં ય તે તો હરિભજન કરવામાં જ દિવસ ગાળવા લાગ્યો.

. . . કેવો ભક્ત!

# એકલવ્ય

દ્રોણ નામે એક ગુરુ હતા. એમને બધી ય વિદ્યાઓ આવડતી. એમની ખ્યાતિ દેશેદેશ ફેલાઈ હતી. તે કુરુવંશના રાજકુમારોને ભણાવતા. દેશાવરથી પણ બીજા રાજકુમારો ભણવા આવતા.

ભીલલોકોના રાજાનો પાટવીકુંવર પણ દ્રોણ પાસે શીખવા આવ્યો. એનું નામ એકલવ્ય. દ્રોણના બધા શિષ્યો ક્ષત્રિય હતા. એકલવ્ય શૂદ્ર હતો. ક્ષત્રિય સાથે શૂદ્ર ભણી શકે નહિ. તેથી દ્રોણે તેને ના પાડી. એકલવ્ય જરા ય મુંઝાયો નહિ. દ્રોણગુરુનો આશીર્વાદ લઈ તે વનમાં ગયો.

એકાન્ત જગ્યા શોધી કાઢી. એક ઝુંપડી બાંધી. દ્રોણગુરુની મૂર્તિ બનાવી. ગુરુજી હાજર છે એમ માની અભ્યાસ શરુ કર્યો. ધીમે ધીમે તેને બધી ય વિદ્યાઓ આવડી ગઇ.

એક વાર દ્રોણના શિષ્યો શિકાર ખેલવા નીકળ્યા હતા. એમનો કુતરો એકલવ્યને જોઈ ભસવા માંડયો. એકલવ્યને ચીઢ ચઢી. કુતરાનું આખું મોઢું જ તીરથી ભરી દીધું. કુતરો પોતાના માલિક પાસે ગયો. કુતરાની દશા જોઇ બધા અજાયબ થયા.

એટલામાં દ્રોણગુરુ ત્યાં આવી ચઢયા. બધા એકલવ્ય પાસે આવ્યા. દ્રોણે તેને તુરત ઓળખ્યો. બધી વાત જાણી. અર્જુન નામે દ્રોણને એક બીજો શિષ્ય હતો. તેના ઉપર દ્રોણનો ઘણોજ ભાવ હતો. દ્રોણે જોયું કે એકલવ્ય અર્જુન કરતાં ચઢી જશે. એટલે તેમણે યુક્તિ કરી. એકલવ્ય પાસે ગુરુદક્ષિણા માગી. જમણા હાથનો અંગુઠો કાપી આપવા કહ્યું. બાણ મારવાની બધી ય વિદ્યા નકામી જતી હતી. છતાં ય એકલવ્ય અચકાયો નહિ. હસતાં હસતાં તેણે અંગુઠો કાપી આપ્યો.

. . . કેવી ગુરુભકિત !

# કૃષ્ણ—સુદામા

સાંદીપની નામે ગુરુ હતા. તેમને ઘણા શિષ્યો હતા. તેમાંના એકનું નામ કૃષ્ણ. બીજાનું નામ સુદામા. કૃષ્ણ રાજકુમાર હતા. સુદામા ગરીબ બ્રાહ્મણ હતા. છતાં ય બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી.

એક વાર બન્ને મિત્રો જંગલમાં લાકડાં કાપવા ગયા. વાટના ચવાણામાં થોડા ચણા લીધા હતા. રસ્તામાં સુદામાને ભૂખ લાગી. બધા ય ચણા ખાઇ ગયા. કામ પુરૂં થયું. કૃષ્ણે ચણા સંભાર્યા. સુદામા શું આપે? એટલામાં વરસાદ તૂટી પડયો. ગુરુજી જાતે કૃષ્ણસુદામાને શોધવા

નીકળ્યા. બન્નેને સહિસલામત ઘેર લઇ આવ્યા.

અભ્યાસ પુરો થયો. કૃષ્ણસુદામા છુટા પડ્યા. કૃષ્ણને રાજ્ય મળ્યું. સુદામા ગરીબ થતા ગયા. છોકરાં ભૂખે મરવા લાગ્યાં. સુદામા રોજ કૃષ્ણની વાતો કરે. તેમની સ્ત્રી રોજ કૃષ્ણ પાસે જવા કહે. આખરે સુદામાએ કબુલ કર્યું. પણ ખાલી હાથે જવાય ? તેથી એમની સ્ત્રીએ થોડા પૌંઆ સુદામાને બંધાવ્યા.

સુદામા દ્વારકાં આવ્યા. કૃષ્ણે સુદામાનું ખૂબ સન્માન કર્યું. પેલા પૌંઆ પણ વખાણી વખાણીને ખાધા. સુદામાએ જુની જુની વાતો છેડી. અન્તે વિદાય લીધી. મિત્રે કશું ય ન આપ્યું તેથી સુદામાને ખોટું લાગ્યું.

કૃષ્ણ તો ઇશ્વરના અવતાર હતા. નાનપણમાં પેટ વહાલું કરી સુદામાએ ચણા ખાધા હતા. તેથી તેમને ગરીબાઇ આવી હતી. કૃષ્ણ બધું ય જાણતા હતા. તેમણે ઇશ્વરી શક્તિથી સુદામાનું બધું ય દુઃખ કાપ્યું. એમની ઝુંપડીના મહેલ બનાવી દીધા. પુષ્કળ ધન આપ્યું. ઘેર આવ્યા ત્યારે જ સુદામાને બધી ખબર પડી.

. . . કેવા મિત્ર !

# ટેકીલો પ્રતાપ

એક વાર આપણા દેશમાં મુસલમાનો રાજ્ય કરતા. એમનો પ્રખ્યાત બાદશાહ અકબર હિન્દુઓ ઉપર ભાવ રાખતો. હિન્દુ રાજાઓને તેણે મોટા સરદારો બનાવ્યા હતા.

તે વખતે ઉદયપુરમાં પ્રતાપ નામે એક રજપુત રાજા હતો. તે એકલો જ અકબરને તાબે થયો નહોતો. પ્રતાપને નમાવવાની અકબરની ખાસ ઇચ્છા હતી.

માનસિંહ નામે એક બીજો હિન્દુ રાજા હતો. તે અકબરનો માનીતો હતો. એકવાર તે પ્રતાપને ત્યાં મહેમાન થયો. પ્રતાપે એનું સન્માન

કર્યું. પણ માનસિંહ બાદશાહનો નોકર હતો, તેથી પ્રતાપ એની સાથે બેસી જમ્યો નહિ.

માનસિંહે આ વાત જાણી. એને ઘણું જ માઠું લાગ્યું. વેર વાળવા પ્રતાપને પણ મુસલમાનની નોકરી કરાવવાનો તેણે નિશ્ચય કર્યો. અકબરની મરજી તો હતી જ. એક મોટા લશ્કરે ઉદયપુર પર ચઢાઇ કરી. મોટી લડાઇ થઈ. પ્રતાપ હાર્યો. એના બધા ય વફાદાર માણસો કપાઈ ગયા.

મુસલમાનો પ્રતાપને તાબે કરવા ફરતા. પ્રતાપને એક ગામથી બીજે ગામ ભાગવું પડતું. ધીમે ધીમે એના માણસો ઓછા થતા ગયા. એનાં વહાલાં બાળકો ભૂખે ટળવળવા લાગ્યાં અકબરને તાબે થાય તો બધું ય સુખ મળે. મોટા સરદાર પણ થવાય. રાજ પણ પાછું મળે. પણ પ્રતાપ નમે ?

અન્તે આણીની પળ આવી. એવામાં ભામાશાહ નામનો તેનો પ્રધાન આવી ચઢયો. પોતાની બધી ય મિલકત પ્રતાપને ચરણે ધરી. એક પછી એક હારેલા બધા ય કિલ્લા પ્રતાપે પાછા મેળવ્યા. જીવના જોખમે પણ અકબરને નમતું આપ્યું નહિ.

. . . કેવો ટેક !

# એકવચની નેપોલિયન

નેપોલિયન એક નિશાળિયો હતો. તેને ફળ બહુ જ ભાવતાં. એક ગરીબ ફળ વેચનારી હતી. નેપોલિયન ફળ લેતો. પણ રોજ પૈસા આપી શકતો નહિ. વળી તે તોફાની ગણાતો. બીજા દુકાનદારો પૈસા પહેલા માગતા. પેલી બાઇને તો તેનો વિશ્વાસ પડી ગયો હતો.

નેપોલિયનનો અભ્યાસ પુરો થયો. એને બીજે ગામ જવાનું થયું. પેલી બાઇના થોડાક પૈસા બાકી હતા. નેપોલિયન પાસે પૈસા નહોતા. તે પેલી બાઇ પાસે ગયો. બધી વાત કરી. બાઇએ સવડ થાય ત્યારે આપી જવા કહ્યું.

ઘણાં વર્ષો વહી ગયાં. નેપોલિયન રાજા થયો. એકવાર તેને ફરી પેલા ગામમાં આવવાનું થયું. છુપે વેશે તે ગામમાં પેઠો.પેલી બાઇ યાદ આવી. તેનું ઘર શોધી કાઢયું.

શહેનશાહ—કેમ બાઇ ! તાજાં ફળ મળશે કે ?

બાઇ—હા જી !

શહેનશાહ—રાજાજી પધાર્યા છે – ખરી વાત ?

બાઈ—હા સાહેબ ! એમને હું. કયારની ઓળખું છું. અહીં ભણતા ત્યારે મારા ઘરાક હતા.

શહેનશાહ—પૈસા રોજ ચુકવતા કે ?

બાઇ—રોજ.

શહેનશાહ—ખોટું. તે પુરા પૈસા ચુકવી શકતા જ નહિ. હજુ ય તે તારા દેવાદાર છે.

પેલી બાઈ તો આભી જ બની ગઈ.

શહેનશાહ—ભલી બાઇ ! હું જ એ – તારો નેપોલિયન નિશાળિયો.

પેલી બાઇને હવે જ ઓળખાણ પડી. તે ગળગળી થઈ ગઈ. રાજાજીને પગે પડી. નેપોલિયને વચન પાળ્યું. તેને એક મોટી રકમ ભેટ આપી. ઘર બંધાવી આપ્યું. પુત્રને નોકરી આપી.

. . . કેવો એકવચની !

## જક્કી છોડ

એક સુંદર બાગ હતો. તેના ખુણામાં માળી ઘરૂ કરતો. નિયમિત પાણી પાતો. ખામણાં સ્વચ્છ રાખતો. તાપમાં રોપાઓને પાંદડાંથી ઢાંકતો.

એક દિવસ માળી લાકડીઓની ભારી લાવ્યો. દરેક છોડ નજીક એક એક લાકડી રોપી. દોરીથી બન્નેને બાંધવા લાગ્યો. છોડવા કકળી ઉઠચા. બાંધે નહિ તો તેઓ વાંકાચુંકા થઈ જાય.

છોડવાઓએ નિસાસા નાંખ્યા. બંધાયા વિના છુટકો નહોતો. એક છોડે હઠ પકડી. “મને તો બાંધશો જ નહિ. મને કશું ય થવાનું નથી.” માળીએ ઘણું ય કહ્યું. પણ તેણે માન્યું જ નહિ.

રાત્રે તોફાન મંડાયું. વાદળાં ચઢી આવ્યાં. પવન ફૂંકાવા લાગ્યો. વરસાદ તુટી પડચો. લાકડીના ટેકાથી છોડવાઓ વરસાદનો માર ઝીલી શક્યા. પેલો હઠીલો છોડ વળી ગયો. સવારે માળી લાકડીનો ટેકો મુકી, તેને સીધો કરવા ગયો, પણ તે તો ચીઢાઇ ગયો " હુ તો હમણાં જ હતો તેવો થઈ જઇશ."

બિચારો માળી દિલગીર થયો. બીજા થોડાક દિવસ વહી ગયા. પેલો છોડ ટટાર થયો હતો. તેથી રોજ સફાઈ કરતો. એક વાર ફરી વાદળ ઘેરાયું. તોફાન શરુ થયું. વરસાદ પડયો. પેલા છોડથી ઉંચા પણ થવાતું નહોતું. માળીએ સમજાવ્યો. પણ એ તો એકનો બે ન જ થયો.

દિવસે દિવસે તે છોડ વાંકો થતો ગયો. બે વર્ષ વહી ગયાં. લાકડીઓ લઈ લેવામાં આવી. રાજાજી પધાર્યા. બધા છોડ ટટાર ઉભા. પેલા છોડથી ટટાર થવાયું નહિ. તે કદરૂપો બની ગયો હતો. સીધા ઉભેલા બધા ય છોડને રાજાજીએ પોતાના ખાસ બગીચામાં મોકલાવ્યા. પેલા હઠીલા છોડને બહાર નાંખી દેવામાં આવ્યો.

. . . હઠનું ફળ !

## ગુમાની પીપળો

ગામને છેડે એક ટેકરો હતો. તેના ખુણા પર એક પીપળાનું ઝાડ હતું. ઘણાં વર્ષોનું જુનું. થડ તો ઘણું જ મજબુત. ડાળ આકાશે પહોંચતાં. એકંદરે તે સોહામણું લાગતું.

બાજુમાં જ વાંસનો એક નાનકડો છોડ ઉગ્યો હતો. પાતળો સોટી જેવો. લીલો લીલો છમ. ઉંચો ઉંચો વધતો જ જાય. પવનની ફુંક લાગે કે નમી જાય.

એકવાર પેલા પીપળાની નજર એ વાંસના છોડ પર પડી. તેને તો એ નાજુક સળેકડા જેવો લાગ્યો. પીપળાને પોતાની મોટાઈનું ભાન થયું.

પેલા છોડને ન મળે મોટી ડાળ કે ન મળે લીલાં પાન. પંખીઓ તેની પાસે જાય નહિ. માળા તો બાંધે જ ક્યાં ? જનાવરો પણ ઘડી ભર થંભે નહિ. છાયાનું ઠેકાણું હોય તો ને ?

પીપળાને અભિમાન થયું. પેલા છોડને તે કહેવા લાગ્યો "તારામાં તો જરા ય જોર ન મળે. જરાક જેટલી ચકલી બેસે તોય તું નમી જાય. જો. હું કેવો મોટો છું ? થાકયાં પાકયાં ઢોર આવે. મારી છાયામાં બેસે. હજારો પંખીઓ મારાં ડાળ પર કુદે. માળા બાંધે ને મોજ કરે. પવનની તાકાત છે કે મને નમાવે ? "

વાંસનો છોડ શું કહે ? એણે તો હાજી હા ભણ્યા કર્યું. પણ રાત્રે વંટોળિયો ચઢી આવ્યો. પવન કહે કે મારૂં જ કામ. રાત્રિ અંધારી. ગાજવીજ થવા લાગી. વરસાદ તુટી પડયો.

આખી ય રાત વીતી ગઇ. સવારે તોફાન શમ્યું. પેલા પીપળાએ થોડીક વાર તો ટક્કર ઝીલી હતી. પણ આખરે તે ભાગી પડયો. પેલો વાંસનો છોડ તો પવન બંધ થયો કે ઉભો થઈ ગયો. પીપળાનો ગર્વ ગળી ગયો.

. . . ગર્વની ગત !

## મીરાંનો વર

વર્ષો પહેલાંની વાત છે. રાઠોડ રજપુતોનો એક રાજા હતો. તેને મીરાં નામે એક મનોહર કન્યા હતી. રાજા મોટો વૈષ્ણવ હતો. રાણી રોજ પૂજા કરતી. મીરાં પણ સદા ય પ્રભુભક્તિમાં લીન રહેતી.

એકવાર રાજમહેલ આગળથી વરઘોડો જતો હતો. મીરાંએ વરઘોડો પહેલી જ વાર જોયો. તેને સમજ પડી નહિ. ઘોડેસ્વાર તરફ આંગળી કરી. તેના દાદાજીને પુછયું, "આ કોણ?"

"વરરાજા." દાદાજીએ જવાબ વાળ્યો.

મીરાં સમજી કે 'વરરાજા' નવી જાતનું

રમકડું હશે. એટલે તે દાદાજીને કહેવા લાગી "મને પણ વરરાજા અપાવોને."

દાદાજીને હસવું આવ્યું. તે અંદર ગયા. કૃષ્ણની એક મૂર્તિ લઈ આવ્યા. મીરાંને આપી. "લે. આ તારા વરરાજા."

મીરાં તો રાજી રાજી થઈ ગઇ. કૃષ્ણની મૂર્તિને રોજ શણગારતી. હારગજરા ગુંથતી. પકવાન ધરાવતી. દરેક સગવડ સાચવતી. ભજનો બનાવતી ને ગાતી. ભક્તિમાં ઘેલી બની.

દિવસો ઉગ્યા ને આથમ્યા. મીરાં મોટી થઇ. એનું લગ્ન લેવાનું નક્કી થયું. જોશીને બોલાવવામાં આવ્યા. તેમણે મીરાંની કુંડળી જોઇ. તેમના કપાળમાં કરચલી વળી. સાચું કહી દેવા રાજાજીએ આગ્રહ કર્યો. જોશી ગભરાયા. અંતે ખુલાસો કર્યો. "રાજાજી! મીરાં તો પરણેલી લાગે છે."

રાજાના વિસ્મયનો પાર રહ્યો નહિ. તેમણે મીરાંને બોલાવી "બેટા! તું પરણેલી છે? તારો વર ક્યાં?"

મીરાં હસી. પેલી કૃષ્ણની મૂર્તિ બહાર કાઢી. રાજાજી આગળ ધરી.

. . . કેવો ભાવ!

# રાણકદેવી

એક રજપુત સરદાર હતો. તેને એક કન્યા હતી. તેનું નામ રાણક. રૂપ રૂપનો અંબાર. ગુણનો ભંડાર.

પાટણમાં રજપુતો રાજ કરતા. પાટણ ગુજરાતનું પાટનગર. પાટણની ચઢતી કળા હતી. રાજાધિરાજ જયસિંહનો વિજયડંકો ચોમેર ગાજતો.

જુનાગઢમાં પણ રજપુત રાજા હતો. તેનું નામ નવઘણ. જયસિંહે તેને હરાવ્યો. નવઘણને કલંક સાલતું. જયસિંહનું નાક કાપે તેને ગાદી આપવાનું ઠરાવ્યું. નવઘણના પુત્ર ખેંગારે બીડું ઝડપ્યું. પાટણ તરફ રવાના થયો.

રાણક જયસિંહની નજરે પડી. જયસિંહ ઘેલો બન્યો. રાણકને પટરાણી બનાવવા તલસી રહ્યો. ખેંગારે પણ રાણકને જોઈ. ખેંગાર ને રાણકનાં મન મળ્યાં. ખેંગાર રાણકને હરી ગયો. જયસિંહ રહી ગયો. નાક કપાયું. ખેંગાર રાજા થયો.

જયસિંહે જુનાગઢ પર ચડાઈ કરી. કિલ્લાને ઘેરો ઘાલ્યો. રાણકે લડાઈ વધાવી. ખેંગારની પડખે રહેવા તૈયાર થઇ. ખેંગાર મેદાને પડયો. અંદરનો કારભાર રાણકને માથે પડયો.

બાર બાર વર્ષો વહી ગયાં. કોઇએ મચક આપી નહિ. ખેંગાર લડાઇ સંભાળતો. રાણક હથિયાર સજી આપતી. લશ્કરને શુર ચડાવતી.

અંતે જયસિંહે ખેંગારના ભાણેજોને ફોડયા. છૂપે માર્ગે સૌ કિલ્લામાં દાખલ થયા. મોટી લડાઈ થઈ ખેંગાર મરાયો. જયસિંહ મહેલમાં ગયો. રાણકને પટરાણી થવા કહ્યું. રાણકે ના પાડી. હિંદુ સ્ત્રીને એક જ પતિ હોય. જયસિંહે તેના પુત્રોને ઠાર કર્યા. રાણક ડગી નહિ. જયસિંહે તેને સાથે લીધી. ઘણી ઘણી સમજાવી. તેણે માન્યું જ નહિ. માર્ગમાં જ સતી થઇ.

. . . કેવી વીરાંગના !

# નર્મદા

એક બ્રાહ્મણ હતો. તેને એક જ પુત્રી હતી. તેનું નામ નર્મદા. નર્મદા મોટી થઈ. તેનો વિવાહ કર્યો. પણ લગ્ન લેતાં પહેલાં વર મરી ગયો. પાંચ છ વાર વિવાહ કર્યા. પાંચ છ વર મરી ગયા. માબાપની ચિંતાનો પાર નહોતો. ચિંતામાં જ બન્નેએ દેહ છોડયો.

નર્મદા એકલી થઈ. વનમાં ગઈ. તપ માંડયું. એવામાં સતી અનસૂયા ત્યાં આવી ચડયાં. નર્મદાને આશીર્વાદ આપ્યો. એટલે તે જીવતી સુરલોકમાં જઈ શકી. પણ કુંવારી હતી, તેથી તેને પાછા વળવું પડયું.

કૌશિક નામે એક બ્રાહ્મણ હતો. તે આંધળો હતો. નર્મદા તેને પરણી તનમનથી સેવા કરવા લાગી. દરેક સગવડ સાચવતી. એકવાર કૌશિકને જાત્રા કરવાનું મન થયું. નર્મદા તૈયાર થઇ. પતિને લઈ તે નીકળી પડી.

માર્ગમાં એક મુનિ સૂતા હતા. અજાણતાં કૌશિકનો પગ અડયો. ઋષિ ગુસ્સે થયા. કૌશિકને શાપ આપ્યો. સૂર્ય ઉગતાં તે મરી જશે. નર્મદાથી એ જોયું જાય ? સૂર્ય ન ઉગે તો કૌશિક બચે. નર્મદાએ પ્રાર્થના કરી. સૂર્ય ન ઉગ્યો.

લોકો અકળાયા. રાજાને કાને વાત ગઇ. રાજા ગુંચવાયો. સતી અનસૂયા પાસે ગયો. નિકાલ કરવા વિનંતી કરી. અનસૂયા નર્મદા પાસે આવ્યાં. નર્મદાએ સૂર્યને વિનવ્યો. સૂર્ય ઉગ્યો.

પણ કૌશિક મરણ પામ્યો. નર્મદા બેભાન થઇ ગઇ. અનસૂયાએ કૌશિકને સજીવન કર્યો. નર્મદા સાવધ થઇ. અનસૂયાની આશીષથી કૌશિક દેખતો થયો.

નર્મદા પતિની પૂજામાં લીન થઇ. સ્વર્ગમાં જવાને લાયક બની.

. . . કેવી સતી !

## સુકન્યા

એક હતો રાજા. તેને એક જ પુત્રી. એનું નામ સુકન્યા. સુકન્યા વિના રાજા રાણીને ઘડી પણ ચાલે નહિ.

થોડે દૂર એક તલાવ હતું. ફરતું સુંદર તપોવન હતું. ત્યાં એક મુનિ તપ કરતા હતા. ધ્યાનમાં તલ્લીન. એક જ આસને અડગ. ખાવા પીવાનું મુકી દીધું હતું. ચોમેર લીલોતરી ઉગી નીકળી હતી. રાફડા બંધાઇ ગયા હતા. તેથી મુનિ માટીના ઢગલા જેવા લાગતા.

એક વાર રાજાજી તપોવનમાં પધાર્યા. રાજકુટુંબ પણ સાથે હતું. બધાંને ઘણો જ આનંદ

થયેલ. સુકન્યા રમતી રમતી આગળ વધી. પેલા રાફડા આગળ આવી. તેમાં મુનિની આંખો ચમકતી દીઠી. એને કૌતક થયું. શુળ લઈ ખોસવા લાગી. મુનિની આંખો ફુટી ગઇ. સુકન્યા અજાણી જ રહી.

મુનિને પીડા થઇ. તેથી રાજાનાં માણસો ઓચીંતાં માંદાં પડયાં. રાજાને કારણ સમજાયું નહિ. સુકન્યા ઘેર આવી. રાફડાની વાત કરી. રાજાજી સમજી ગયા. મુનિ પાસે દોડયા. મુનિને બહાર કાઢયા. સમજાવી માફી માગી.

મુનિએ આંખો ગુમાવી હતી. કામકાજ કેમ થાય? સુકન્યા બધું સમજી. અજાણે કરેલા પાપ માટે પસ્તાઇ. એવી ખોટ કેમ પુરાય? મુનિને પરણવા તૈયાર થઇ. એમનાં લગ્ન થયાં. સુકન્યા વનમાં ગઇ.

સુકન્યા પતિસેવામાં લીન થઇ. રાત કે દિવસ જોતી નહિ. મુનિને જરા ય ઓછું આવવા દેતી નહિ. તેથી દેવો પણ ખુશ થયા. સુકન્યાની કસોટી કરી. મુનિને દેખતા કર્યા. સુંદર યુવાન બનાવ્યા. મોં માગ્યાં વરદાન આપ્યાં. રાજારાણીને નિરાંત થઈ.

. . . કેવો ત્યાગ!

# સતી

દક્ષ નામે રાજા હતો. એને ઘણી પુત્રીઓ હતી. બધી યે રૂપાળી. વય વધતાં વિવાહ થયા. જુગતે જોડાં મળ્યાં. પરણીને સાસરે ગયાં.

એક જ કન્યા કુંવારી રહી. તેનું નામ સતી. સતી તો સૌથી સુંદર. માબાપને ઘણી જ વહાલી. સારી રીતે પરણાવવાના રાજારાણીના કોડ હતા.

બીજી બેનો કીમતી લુગડાં પહેરે. શણગાર સજે. ખાય પીયે ને મઝા કરે. પણ સતી તો સાવ સાદી. નરી સરલતા. સાધારણ લુગડાં પહેરે. શણગારનું નામ નહિ. ખાવા પીવાના શોખ નહિ. જરા ય ખુમારી નહિ. રાજારાણીને એ ગમે નહિ.

સતીને કશું કહેવાય નહિ. તેને ઘડીકમાં ઓછું આવે. નયને નીર ભરાય.

સતી મોટી થઈ. વિવાહની વાત નીકળી. વરની શોધ થઇ. કૈલાસમાં શિવ રાજ કરતા. સતી તેમને વરાવવામાં આવી. સતી સાસરે ગઈ. પતિની સહચરી બની.

શિવ પણ સાદા જ હતા. છેક સન્યાસી જેવા. ધમાધમ પસંદ નહિ. ડોળ કરતાં આવડે નહિ. ખપ જેટલી વાત કરે. દક્ષને એ કેમ પાલવે? વળી શિવને બોલવાનું પણ ઓછું. ટૂંકામાં જ પતાવે. તેથી દક્ષને અપમાન લાગે.

દક્ષે યજ્ઞ માંડયો. બધાંયને બોલાવ્યા. શિવને જણાવ્યું પણ નહિ. સતીને કાને વાત આવી. સતીને ઓછું આવ્યું. પિતા પાસે જવા જાતે તૈયાર થયાં. શિવજીને શંકા થઇ. સતીનું અપમાન થાય તો? ઘણું ય સમજાવ્યું પણ સતી તો ગયાં જ.

સતી માતાને મળી. પિતા પાસે દોડી ગઈ. પણ દક્ષને તે ગમ્યું નહિ. સતીને લડવા લાગ્યા. શિવની નિંદા કરવા લાગ્યા. સતીથી ન સહેવાયું. પતિનું માન જાળવવા યજ્ઞકુંડમાં કુદી પડી.

. . . કેવું સ્વમાન!

# સાવિત્રી

એક હતો રાજા. એને સંતાન મળે નહિ. તેથી તેણે સાવિત્રી દેવીની પૂજા કરી. સાવિત્રી પ્રસન્ન થયાં. એમના વરદાનથી રાજાને એક પુત્રી થઇ. તેથી તેનું નામ સાવિત્રી રાખ્યું. સાવિત્રી સુંદર હતી. સમજુ હતી. વિદ્યા પણ ખૂબ ભણી.

સાવિત્રી મોટી થઇ. લાયક વર જડે નહિ. અંતે એ કામ સાવિત્રીને સોંપાયું. સાવિત્રી ચાલી નીકળી. ઘણે દૂર નીકળી ગઈ. એક તપોવન આવ્યું. ત્યાં એક યુવાન નજરે પડયો. એનું નામ સત્યવાન. સાવિત્રીને સત્યવાન ગમી ગયો.

સાવિત્રી પાછી વળી. પિતાને વાત કરી.

એવામાં નારદજી પધાર્યા. રાજાજીએ મુનિરાજની પૂજા કરી. લગ્ન માટે સલાહ માગી. સત્યવાન રાજકુમાર હતો. પણ એક જ વર્ષ જીવવાનો હતો. છતાં વર તો એક જ વાર વરાય.

સત્યવાન સાવિત્રીનાં લગ્ન થયાં. સાવિત્રી વનમાં ગઈ. વડીલોની સેવામાં લીન થઇ. એક વર્ષ વીતી ગયું.

ત્રણ દિવસ બાકી રહ્યા. સાવિત્રી તૈયાર થઈ. ખાવા પીવાનું છોડી દીધું. સત્યવાનની સાથે જ રહેતી. છેલ્લે દિવસે સત્યવાન બહાર જવા નીકળ્યો. સાવિત્રી પણ સાથે ગઈ.

સત્યવાન લાકડાં કાપવા લાગ્યો. એકાએક ગબડી પડ્યો. સાવિત્રીએ તેને ખોળામાં લીધો. તેથી યમરાજને જાતે આવવું પડ્યું. સત્યવાનનો જીવ લઈ તે ચાલ્યા. સાવિત્રી પાછળ થઇ.

યમરાજાએ સાવિત્રીને સમજાવી. આંધળાં સાસુસસરાને દેખતાં કર્યાં. તેમનું રાજ્ય પાછું આપ્યું. સંતાન આપ્યાં. સાવિત્રીને પણ પુત્રો આપ્યા. પણ સાવિત્રી ભોળવાઇ નહિ. સત્યવાનને સજીવન કરાવ્યો. લાંબુ જીવન અપાવ્યું.

. . . કેવો પ્રતાપ !

# સરજનહાર

૧

સાંજે સવારે સરતા રવિએ,
આકાશમાં દોડતી વાદળીએ;
ખીલ્યાં ફુલોની કુળી પાંદડીએ,
રંગો પૂર્યા સુંદર શ્રી હરિએ.

૨

ઝીલી સુગંધિ વહતા અનિલે,
પંખી તણાં રંજક ગીતમાંહે;
ઝીણા ઝરાના નીતર્યા નિનાદે,
મીઠાશ સૌમાં સરજી હરિએ.

# ઉપહાર

ફુલછડી જેવી સુહાય

સખી . રિ . !

'ગુલછડી' તુજ કરમાં'ય.

વિશ્વવાડીનાં વિધવિધ ફુલડાં

ભળતાં ફુલછડી થાય;

ગુણમંદિરના ગુણગુણ વીણતાં

'ગુલછડી' જીવન રચાય.

સખી . રિ . !

તુજ કર આજ મુકાય.

કહે . ને .

ફરી 'ગુલછડી' ન રચાય ?